## શ્રી નવકાર મહામંત્ર લઘુતપના ખમાસમણાના દુહા

પહેલે દિવસે—

પૂજક પૂજ્યની પૂજના, કરતો પૂજ્ય તે થાય,
પંચ પરમેષ્ઠીમાં પ્રથમ, તિણે પૂજો જિનરાય ૧

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન્
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો શ્રીજિનભાણ ૨

અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે,
ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણા દેવા (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो अरिहंताण पदेभ्यो नमः બોલવું )

બીજે દિવસે—

સકલ વિભાવ અભાવથી, પ્રગટ્યો શુદ્ધ સ્વભાવ,
જ્ઞેયથી જ્ઞાન અનંત જસ તે સિદ્ધ નમો ધરી ભાવ ૧

અનંત જ્ઞાન દરિસણ ધણી, રૂપ બલ જાસ અનંત,
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત ૨

ગુણ અનંત નિર્મલ થયા, સહજ સ્વરૂપ ઉજાસ,
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ, ૩

ત્રણ દુહા બોલી પાંચ ખમાસમણ દેવા (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो सिद्धाण पदेभ्यो नमः બોલવુ )

ત્રીજે દિવસે—

સામાચારી દશ કરે, ધરે દશ ચિત્ત સમાધિ,
ભાવાચારજ પરિહરે, સોલ કષાય વડ વ્યાધિ ૧

દ્વાદશ અંગ ઉપાંગના, સૂત્ર અરથના જાણ,
દશવા રૂચિ શિક્ષા દુવિધ, વરે સૂરિ ગુણખાણ રે
ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે,
પંચ પ્રસ્થાને આતમા આચારજ હોય પ્રાણી રે ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણા દેવા. (દરેક ખમાસમણે ત્રણ દુહા અને णमो आयरियाण पदेम्यो नम એમ બોલવુ)

ચોથે દિવસે—

સત્ય શૌચ સંતોષયુત ચિત્ત પ્રસન્ન દયાળ,
ખલત્યાગી ઈન્દ્રિયજયી સાતે ગુખે સુખાલ ૧
શ્રુતવર તત્વ ગુવારસી, ખસી વિભાવ વિરાવ,
વસી બુદ્ધિ જિન આગમે, તે ઉવજ્ઝાય આરાવ રે
તપ-સજ્ઝાય રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે,
ઉપાધ્યાય તેહિજ આતમા, જગબંધવ જગભ્રાતા રે ૩

ત્રણ દુહા બોલી ૭ ખમાસમણા દેવા (દરેક ખમાસમણે णमो उवज्झायाण पदेम्यो नम એમ બોલવુ)

પાચમે દિવસે—

આસનજયથી રૂજ હરે પ્રાણાયામે પાવ,
મન વિકાર મુનિવર હરે, પ્રત્યાહાર પ્રભાવ ૧
બાહ્ય અભ્યતર તપ તપે માહે પદ કરે જાપ,
તે મુનિવરને વંદતા, પલકમાં જાયે પાપ ૨
અપ્રમત્ત જે નિત રહે, નવિ હરખે નવિ શોચે રે,
સાધુ સદા તે આતમા, શું મુંડે શું લોચે રે ૩

ત્રણ દુહા બોલી ૯ ખમાસમણા દેવા (દરેક ખમાસમણે णमो लोए सव्वसाहूण पदेम्यो नम એમ બોલવુ)

છઠ્ઠે સાતમે, આઠમે અને નવમે દિવસે—

પંચ નવકાર એ સુપ્રકાશ, એહથી હોયે નવિ પાપનો નાશ,
સર્વ મંગલમાં એહ મૂલ, સુજસ વિદ્યા વિવેકાનુકૂલ

एसो पंचणमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥

આ બે ગાથા બોલી છઠ્ઠે દિવસે ૮, સાતમે દિવસે ૮, આઠમે દિવસે ૧૭ અને નવમે દિવસે ૧૭ ખમાસમણા દેવા

(એક ખમાસમણે ઉપરની બે ગાથા અને सकलद्वादशाङ्गोपनिषद्भूत–श्रीनमस्कार–महामन्त्र–चूलिकायै नमोनमः બોલવું)

## શ્રી નવકારમહામંત્ર લઘુતપનું ગણણું

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પહેલા દિવસે | णमो अरिहंताणं | પદની | ૨૦ | માલા |
| ૨ | બીજા | „ | णमो सिद्धाणं | „ | ૨૦ | „ |
| ૩ | ત્રીજા | „ | णमो आयरियाणं | „ | ૨૦ | „ |
| ૪ | ચોથા | „ | णमो उवज्झायाणं | „ | ૨૦ | „ |
| ૫ | પાંચમે | „ | णमो लोए सव्वसाहूणं | „ | ૨૦ | „ |
| ૬ | છઠ્ઠે | „ | एसो पंचणमुक्कारो | „ | ૨૦ | „ |
| ૭ | સાતમે | „ | सव्वपावप्पणासणो | „ | ૨૦ | „ |
| ૮ | આઠમે | „ | मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं | „ | ૨૦ | „ |
| ૯ | નવમે | „ | मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं | „ | ૨૦ | „ |

### શ્રી નવકારમહામંત્ર (લઘુ) તપની ક્રિયામાં જ્ઞાનની જલપૂજા અને વાસક્ષેપ પૂજા

**જલપૂજા–**

સકલ મંત્ર શિર મુકુટમણિ સદ્ગુરુ ભાષિત સાર,
નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતા જય જયકાર. ૧
રતનતણી જિમ પેટી, ભાર અલ્પ બહુમૂલ
ચૌદ પૂરવનો સાર છે, મંત્ર એ તેહને તુલ્લ ૨
સકલ સમય અભ્યંતર એ, પદ પંચ પ્રમાણ,
મહસુઅખંધ તે જાણો, ચૂલા નહિત સુજાણ ૩

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामंत्राय जलं यजामहे स्वाहा ।

ત્રણ દુહા અને મંત્ર બોલી ૧૦૮ (૨૭×૪) થાળીના ડંકા વગાડી જ્ઞાનને ફરતી શુદ્ધ જળની ત્રણ ધારા ત્રણ નવકાર ગણવા સાથે દેવી

**વાસક્ષેપ પૂજા–**

"योऽसद्भयदु रक्षयकारणस्मृति,
य ऐहिकामुष्मिकसौख्यकामधुक् ।
यो दुष्षमायामपि कल्पपादपो–
मन्त्राधिराजाय नमोऽस्तु तस्मै ॥१॥"

"इतो न किञ्चित्! परतो न किञ्चित्,
यतो यतो यातु! ततो न किञ्चित् ।
विचार्य पश्यन्तु! जगन्न किञ्चित्! -
तत्त्व नमस्कारमृते न किञ्चित्!!! ॥२॥"

"શાસ્ત્ર કહે અસાર સંસાર, શ્રીનવકારમેવા સુખકાર
અસારમાંથી શોધી સાર કરશો તે તરશો ભવપાર ૩"

ॐ ह्रीँ श्रीँ परमपुण्याय परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामन्त्राय वासचूर्ण यजामहे स्वाहा ।

ત્રણ દુહા અને મંત્ર બોલી યથાશક્તિ રૂપાનાણું વગેરે મૂકી જ્ઞાનની અને શ્રી નવકારના પટની વાસક્ષેપથી પૂજા ૧૦૮ થાળીના (૨૭૪૪) ડંકા વગાડીને કરવી

ઉપરની દરેક ક્રિયા આરાધના-મંદિર આગળ જ દરેક આરાધકોએ કરવી

આ ક્રિયા પૂરી થયા પછી છેવટે હર્ષોલ્લાસ સાથે ઉંચા અને ગંભીર સ્વરે નીચેનું સ્તવન સામુદાયિક બોલવું

## શ્રી નવકાર મહામંત્ર (લઘુ) તપની ક્રિયાની સમાપ્તિએ બોલવાનું સ્તવન

બોલ મા બોલ મા બોલ મા રે,
નવકાર વિના કશું બોલ મા. બોલમા
શ્રી નવકારનું ધ્યાન તજીને,
વિષયનું વિષ તું ઘોળ મા રે નવકાર
જગતના સુખ સહુ ક્ષણિક છે રે,
તેના ભોગવિલાસમાં ડોલ મા રે નવકાર.
ચાહીમ કરીને કૂદકા મારીને,
નરકની બારી તું ખોલ મા રે નવકાર.
ગુરુવચણે સાચું ભાન જ કેળવી,
અવર મંત્ર તું બોલ મા રે નવકાર

શાશ્વત સુખની પ્રાપ્તિ માટે,
નવકાર વિના કશું ઓર ના રે નવકાર.

આ પછી "સમરો મંત્ર ભલો નવકાર૦" સ્તવન બોલવું પછી શ્રી નવકાર મહામંત્રની જયધ્વનિ નીચે મુજબ બોલાવવી

## શ્રી નવકાર મહામંત્રની જયધ્વનિ

ઇસ ભવમેં યદિ હો તો,
બસ! નવકારમંત્ર હોવે!

પર ભવમેં યદિ હો તો,
બસ! નવકારમંત્ર હોવે!!

મરનેકે બાદ યદિ હો તો,
બસ! નવકારમંત્ર હોવે!!!

ભવભવમેં યદિ હો તો,
બસ નવકારમંત્ર હોવે!!!

॥ जैन शासन की जय हो ॥

"આ મહામંત્રના સ્મરણ(ચિંતનપૂર્વક જાપ)ના બળે સૂર્યથી અંધકાર દૂર ભાગે તેમ સહજસિદ્ધ આત્મશક્તિઓની ખીલવણીના પરિણામે જીવનના નાનાવિધ સંકટો દૂર થાય છે

## શ્રી નવકાર મહામ ત્ર (લઘુ) તપની આરાધનાની સામાન્ય સુચનાઓ

• આરાધના મ દિરમા પધરાવેલ પાર્શ્વનાથ પ્રભુની અષ્ટપ્રકારી પૂજા ત્રણ-ત્રણ નવકાર ગણીને રોજ થવી જોઇએ

• શ્રી નવકાર મહામ ત્ર (લઘુ) તપની ક્રિયા શરૂ થતા પહેલા આરાધના મ દિર આગળ બીજા ત્રિગડામા પ્રભુજી પધરાવી સ્નાત્ર, અષ્ટપ્રકારી પૂજા અને શાતિકલશ મોટી શાતિ બોલી રોજ કરાય છે તે પ્રમાણે કરી લેવો જરૂરી છે

• તપની ક્રિયા પૂરી થાય એટલે સામુદાયિક આરતી-મ ગલ દીવો ઉતારી ત્રિગડામા સ્નાત્ર માટે લાવેલ પ્રભુજીને દહેરાસરમા પુન પધરાવી દેવા

• શ્રી નવકાર મહામ ત્ર (લઘુ) તપના આરાધક આત્માઓએ અખ ડ જાપમા જરૂર ભાગ લેવો, દિવસ-રાતના ગમે તે યથાનુ કુલ સમયે એક કલાક ( ઓછામા ઓછી ત્રણ બાધી માલા ) શ્રી નવકાર મહામ ત્રનો જાપ કરવો

" પુણ્યાનુબ ધી પુણ્યના ઉદયે કો'ક વિરલ પુણ્યાત્મા જ શ્રી નવકારમહામ ત્રનો જાપ કરી શકે છે, અને તેવા જાપના બળે નરક-તિર્ય ચ ગતિના દ્વાર સદાને માટે બ ધ થઇ જાય છે "





## શ્રીનવકારમહામંત્ર લઘુતપની આરાધનામાં જરૂરી પ્રદક્ષિણા–સાથીયાની વિધિ



શ્રી નવકારમહામંત્ર લઘુતપમાં જે દિવસે જેટલા લોગસ્સનો કાઉસ્સગ્ગ હોય તે દિવસે તેટલી પ્રદક્ષિણા ફરવા સાથે તેટલા ખમાસમણા દેવા

પ્રદક્ષિણામાં ફરતા નીચેના બે દુહા બોલવા

કાલ અનાદિ અનંતથી, ભવભ્રમણનો નહિં પાર ।
તે ભ્રમણા નિવારવા, પ્રદક્ષિણા દઉં સાર ॥
પ્રદક્ષિણા દેતા થકા ભવભાવઠ દૂર પલાય ।
પ્રદક્ષિણા તે કારણે, ભવિજન ચિત્ત લાય ॥

તથા જે દિવસે જેટલા ખમાસમણા હોય તેટલા સાથીયા નીચેની વિધિ પ્રમાણે કરવા ચોખા ડાબા હાથની હથેલી ઉપર સ્થાપેલી જમણા હાથની હથેલીમાં લઈ નીચેના દુહા અને મંત્ર બોલી એકેક નવકાર ગણવા સાથે જેટલા સાથીયા હોય તેટલી ઢગલી કરવી

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ ।
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટળે સકળ જંજાલ ॥૧॥
ચિહુ ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ બહુ વાર ।
અષ્ટ કર્મ નિવારીને, માગું મોક્ષફળ સાર ॥૨॥

દર્શન જ્ઞાન ચારિત્રના આરાધનથી સાર ।
સિદ્ધ શિલાની ઉપરે હો મુજ વાસ શ્રીકાર ॥૩॥

ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय - परमेश्वराय परमात्मने परमेष्ठिने श्रीनमस्कारमहामन्त्राय अक्षतान् यजामहे स्वाहा

પછી નવકાર ગણવા સાથે સાથીયાની આકૃતિઓ બનાવવી શક્ય હોય તો જેટલા સાથીયા કરવાના હોય તેમા એક મોટો સાથીયો–નંદ્યાવર્ત્ત–નવ ખૂણાનો બનાવવો અથવા વચ્ચેનો સાથીયો મોટો બનાવવો

ત્યાર પછી એકેક નવકાર ગણવા સાથે દરેક સાથીયા ઉપર યથાશક્તિ ફળ ચઢાવવુ, શક્ય હોય તો નંદ્યાવર્ત્ત ઉપર શ્રીફલ ચઢાવવુ નંદ્યાવર્ત્ત ન હોય તો પણ વચ્ચેના મોટા સાથીયા પર શ્રીફળ ચઢાવવા ધ્યાનમા રાખવુ

ખરી રીતે તો સાથીયાનુ વિધાન શ્રીનવકારમહામંત્રની અષ્ટ પ્રકારી પૂજાની વિધિ સંપાદિત કરવા માટે કોઈ હાથમા ચોખા લઈ દુહા–મંત્ર બોલી ઢગલીઓ કરી નવકાર ગણવા સાથે સ્વસ્તિકની આકૃતિ બનાવી પ્રદક્ષિણાના દુહા બોલવા સાથે પ્રદક્ષિણા દઈ આરાધના–મંદિર સામે ઉભા રહી તે તે પદના ત્રણ ત્રણ દુહા બોલી ખમાસમણુ દઈને એકેક સાથીયા ઉપર એકેક ફળ ચઢાવવુ જોઈએ

છતા સ્થળ, સમય વગેરેની અનુકૂળતા ન હોય તો સાથીયા અને પ્રદક્ષિણા તેમજ સાથીયા પર ફળ ચઢાવવાની વિધિ દરેક આરાધક સામુદાયિક ક્રિયાની આગળ–પાછળ કરી શકે છે પણ સાથીયા, પ્રદક્ષિણા વગેરે આરાધનામંદિર આગળ કરવા ખાસ ધ્યાન રાખવુ

અનુકૂળતા ન જ હોય તો વિધિ રહી ન જાય તે દષ્ટિથી ઘરે કે દહેરાસરમા જઈને કરે પણ ખરી રીતે આરાધનામંદિર આગળ બધી વિધિ કરવાથી શ્રીનવકામહામંત્રની આરાધનાનો યથાર્થ લાભ મેળવી શકાય છે

## શ્રી નવકારમહામંત્ર (લઘુ) તપની ક્રિયામાં સામુદાયિક શ્રી નવકારના જાપથી મંત્રિત ૧૦૮ ચોખાના દાણાની વિધિ

રોજ ક્રિયા પૂરી થયા પછી નવકારમહામંત્રના સામુદાયિક જાપથી મંત્રિત ચોખાના ૧૦૮ દાણા પવિત્ર સ્થળે મૂકેલ મોટા થાળમાં ૩ નવકાર ગણવા સાથે પધરાવવા.

નવે દિવસના ચોખાના દાણા સાચવીને રાખવા

તેનો ઉપયોગ છેલ્લા દિવસે શ્રીનવકાર મહામંત્રની મહાપૂજા (અનુકૂલતા હોય તો)માં માન્ત્રિક દૃષ્ટિએ બહુ મહત્ત્વનો થાય છે મહાપૂજાનો સંયોગ ન હોય તો પારણાના (દશમા) દિવસે પવિત્ર ભૂમિએ તે ચોખાથી નીચે મુજબના રંગોની વ્યવસ્થાવાળું માંડલુ બનાવવું

પ્રથમ ૨૭ નવકાર અને ૯ ઉવસગ્ગહરં૦ અને ૩ ચત્તારિ મંગલં૦ ના પાઠ સાથે સોનાચાંદીના જલથી ભૂમિ પવિત્ર કરવી

પછી દરેક રંગવાર બધી થાળીઓમાં શ્રી નવકારનું પ્રતીક કરી તેના ઉપર ૪૧ નવકાર ગણી મંત્રવી

પછી ત્રણ બાંધી માળા ગણેલ શિખાબદ્ધ (શિખા ન હોય તો ૭ નવકાર ગણી નાડાછડી ૧। વેંતની મસ્તકના મધ્ય ભાગે વાળ સાથે ગૂંથી લેવી) પાંચ શ્રાવકો (બને તો શ્રીનવકારમહામંત્રલઘુતપના આરાધકો) અન્યથા (છ મહિના સુધી) ઓછામાં ઓછા ૯ દિવસના બ્રહ્મચર્યવ્રત પાળવાની મર્યાદાવાળા શ્રાવકો માંડલું બનાવવાની શરૂઆત કરે.

વચ્ચે ગોળ માડલુ કરી ચાર દિશામા વચલા ગોળાકારથી જરા નાના ચાર વર્તુલ બનાવવા, અને ચાર વિદિશા(ખૂણાઓ)મા બદામ આકારના-શ્રીવીતરાગ પરમાત્માની આજ્ઞારૂપ તિલકાકારે-ચાર ખાના બનાવવા

માડલાના ખાનાઓમા રગની વ્યવસ્થા નીચે મુજબ—

૧ વચ્ચે ગોળ-મોટુ વર્તુલ-(શ્રી નવકારના પહેલા પદનુ), સફેદ
૨ ઉપર નાનુ વર્તુળ-(શ્રી નવકારના બીજા પદનુ), લાલ
૩ જમણે નાનુ વર્તુલ-(શ્રી નવકારના ત્રીજા પદનુ), પીળો
૪ નીચે નાનુ વર્તુલ-(શ્રી નવકારના ચોથા પદનુ), લીલો
૫ ડાબે નાનુ વર્તુલ-(શ્રી નવકારના પાચમા પદનુ), વાદળી

(ચારે દિશાના લાલ, પીળો, લીલો અને વાદળી ચારે રગ ઉઘડતા એટલે શ્વેત-સફેદ મિશ્રિત-જાણવા)

૬ જમણે ઉપર તિલકાકારે ખાનુ (શ્રી નવકારના છઠ્ઠા પદનુ) (સફેદ, લાલ, પીળો, લીલો, વાદળી) પાચ રગોનુ
૭ જમણે નીચે તિલકાકારે ખાનુ (શ્રી નવકારના સાતમા પદનુ) ઘેરા લાલ
૮ ડાબે નીચે તિલકાકારે ખાનુ (શ્રી નવકારના આઠમા પદનુ) ગુલાબી,
૯ ડાબે ઉપર તિલકાકારે ખાનુ (શ્રી નવકારના નવમા પદનુ) સફેદ-ચાદીનુ

વચલા વલયની ફરતી કિનારી સોનાના વરખની બાધવી

નવમા ખાનામા ચાદીના વરખ છાપવા

આખા વલયને ફરતી ચાર કિનારીઓ (પચરગી, ઘેરો લાલ, ગુલાબી અને સફેદ (ચાદીના વરખની) બનાવવી

આ પ્રમાણે શ્રીનવકારમહામન્ત્રનુ માડલુ બનાવી તેની આગળ દરેક આરાધકે યથાશક્તિ (ન બને તો નવ-નવની સખ્યામા) વિવિધ ફળ, નૈવેદ્ય ધરાવવુ

ભાવના-શક્તિની અનુકૂલતા હોય તો અષ્ટપ્રકારી પૂજાનો સામાન, કેશર, ચદન, અગલૂછણાનુ કપડુ, વાળાકૂચી, સોના-ચાદીના વરખ વગેરે પૂજાની સામગ્રી પણ ચઢાવવા ધ્યાનમા રાખવુ

આ માડલુ આરાધના-મંદિર આગળ બનાવાય તો પણ સારૂ

એ માડલાની આગળ પારણાના દિવસે પૂ૦ શ્રી રૂપવિજયજી મ૦ કૃત પચકલ્યાણકપૂજા અથવા પૂ૦ વીરવિજયજી મ૦ કૃત ૪૫ આગમની પૂજા ભણાવી, તેના શાતિકળશના પાણીમા તપના પ્રથમ દિને સ્થાપન કરેલ મગલ કુભ (૮૧ નવકાર અને ૨૭ પશ્ચાનુપૂર્વી નવકાર ગણી ઉથાપી)નુ જલ મિશ્ર કરી ગામ ફરતી વાજતે-ગાજતે ધારાવાડી દેવી

પારણાના દિવસે ૨૧ નવકાર ગણી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ અને ૨૭ નવકાર ગણી શ્રી નવકારના પટને શ્રી **મહાનિશીથ** અને શ્રી **ભગવતીસૂત્ર**ને ૯ નવકાર ગણી અને બાકીના બધા આગમો વગેરે ત્રણ-ત્રણ નવકાર ગણી ઉથાપી શાસન પ્રભાવના વધે તે રીતે ભવ્ય રથયાત્રા કાઢવી

"અડસઠ અક્ષરોના પરિમાણવાળો શ્રી નવકાર મહામત્ર જૈન શાસનમા સર્વોત્તમ મગલરૂપ અને પ્રાણી માત્રને સાચા સુખના પથે લઈ જનાર કુરાવ બોલિયો છે"










શ્રી નવકાર મહામંત્ર લઘુ તપની આરાધનામાં આરાધક ભાવને ટકાવવા શ્રી નવકાર મહામંત્રના વિવિધ છંદ, સ્તવન અને મહિમા–ગીતોની અતિ આવશ્યકતા હોઈ કેટલાક સુંદર મનનીય છંદ, સ્તવન વગેરે આપવામાં આવે છે

## 卐 શ્રી નવકાર મહિમા 卐

સમરો શ્રી નવકાર, સાર પૂરવતણો,
નવ નિધિ સિદ્ધિ આપે સદા,
મહિમા–મોટી જાસ, સંકટ સવિ ટલે,
ફલે મનોરથ સંપદા એ.
અડસઠ વરણ વિખ્યાત, સાત ગુરુ અક્ષર,
નવ પદ આઠે સંપદા એ,
સાત સાગરના પાપ જાયે અક્ષરે,
સંપૂરણ પાંચ સય સુદા એ

હત્યા ચાર કરી જિણેએ, વળી કર્યા પાપ અનેક,
છુટકવારો એહથીએ, આવે ચિત્ત વિવેક
મંત્રમાંહે મોટો કહ્યો એ, લાખ ગુણે મનરંગ,
તીર્થંકર પદ તે લહે એ, શ્રી નવકારને સંગ.
દિન દિન અધિકી સંપદાએ, મનવાંછિત સુખ થાય,
દયાકુશલ વાચકવર એ, ધર્મમંદિર ગુણ ગાય.

## શ્રી નવકાર મહામંત્ર છંદ

સુખકારણ ભવિયણ, સમરો નિત નવકાર,
જિનશાસન આગમ, ચૌદે પૂર્વ સાર,
ઈણ મંત્રની મહિમા, કહેતા ન લહું પાર,
સુરતરુ જિમ ચિંતિત, વાંછિત ફલ દાતાર ૧
સુર દાનવ માનવ, સેવ કરે કર જોડ,
ભૂમંડલ વિચરે, તારે ભવિયણ કોડ,
સુર છંદે વિલસે, અતિશય જાસ અનંત,
પહિલે પદ નમિયે, અરિગંજન અરિહંત ૨
જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત,
પંચમી ગતિ પહુતા, અષ્ટકર્મ કરી અંત,
કલ અકલ સરૂપી, પંચાનંતક જેહ,
સિદ્ધના પાય પ્રણમું, બીજે પદ વળી તેહ. ૩
ગચ્છભાર ધુરંધર, સુંદર શશીકર સોમ,
કરે સારણ-વારણ, ગુણ છત્રીસે થોમ,
શ્રુત જાણ શિરોમણિ, સાગર જેમ ગંભીર,
ત્રીજે પદ નમીએ, આચારજ ગુણધીર ૪

શ્રુતધર ગુણ આગમ, સૂત્ર ભણાવે સાર,
તપ વિધિ સંયોગે ભાખે અરથ વિચાર,
મુનિવર ગુણ જુત્તા, તે કહીએ ઉવજ્ઝાય,
ચોથે પદ નમીયે, અહનિશ તેહના પાય ૫

પંચાશ્રવ ટાલે, પાલે પંચાચાર,
તપસી ગુણ ધારી વારી વિષય વિકાર,
ત્રસ થાવર પીહર, લોકમાહિ જે સાધ,
ત્રિવિધે તે પ્રણમું પરમારથ જિણે લાધ ૬

અગ્નિ-હરિ-કરિ-સાઈણી, ડાઈણી-ભૂત-વેતાલ,
સબ પાપ પણાસે, વિલસે મંગલમાલ,
ઈણ સમર્યા સંકટ, દૂર ટલે તતકાલ,
જંપે જિણ ગુણ ઈમ, સુરવર સીસ રસાલ ૭

## 卐 શ્રી નવકાર મહામંત્ર મહિમા 卐

કિં કપ્પતરૂ રે ! અયાણ ! ચિંતઉ મણ ભિંતરિ ?
કિં ચિંતામણિ કામધેનુ, આરાહો બહુપરિ ?
ચિત્તાવેલી કાજ કિસ્યે, દેસંતર લંઘઉ ?
રયણ રાસિ કારણ, કિસે સાયર ઉલ્લંઘઉ ?
ચૌદ પૂરવસાર જો તે, લદ્ધઉ એ નવકાર,
સયલ કાજ મહિયલ સરે, દુત્તર તરે સંસાર
કેવલીભાસિય રીતિ, જિકે નવકાર આરાહે,
ભોગવી સુક્ખ અનંત, અંત પરમપય સાહે,
ઈણ ગાણે સુર રિદ્ધિ પુત્ત, સુહ વિલસે બહુપરિ,
ઈણ ગાણે દેવલોકે, ઈદ પય પામે સુંદરી

એક મંત્ર શાશ્વતો જપે અચિંત્ય ચિંતામણિ એહ,
સમરણ પાપ નવિ ટલે, રિદ્ધિ-સિદ્ધિ નિયગેહ
એક જીહ ઇણ મંત્ર તણા, ગુણ કેતા વખાણુ,
નાણહીણ છઉમત્થ, એહ ગુણ પાર ન જાણુ,
જિમ સત્તુંજય તિત્થરાઉ, મહિમા ઉદયવંતો,
સયલ મંત્ર ધુરિ એહ, મંત્રરાજ જયવંતો.
તિત્થંકર ગણધર ભણિયે, ચવદહ પૂરવ સાર,
ઇણ ગુણ અંત ન કો લહે, ગુણ ગિરૂઓ નવકાર
અડ સંપય નવપય સહિત, ઇગસઠ્ઠ લહુ અક્ખર,
ગુરુ અક્ખર સત્તેવ, ઇહ જાણો પરમક્ખર
ગુરુ જિણવલ્લહસૂરિ ભણે, શિવસુક્ખહ કારણ,
નરયતિરિય ગઇ, રોગ સોગ બહુ દુક્ખનિવારણ
જલ થલ મહિયલ વનગહણ, સમરણ હુવે ઇક ચિત્ત,
પંચ પરમેઠ્ઠિ મંત્ર તણી, સેવા હુજ્યો નિત્ત

## શ્રી નવકાર મંત્રની ધૂન

(રઘુપતિ રાઘવ રાજારામ)

**સેવો મંત્ર સદા નવકાર એ છે ભવજલ તારણહાર ॥**
એનો મહિમા અપરંપાર, એ છે અક્ષય સુખનું દ્વાર,
જે કોઈ ધ્યાને તે સુખ પાવે, કરે કર્મ સંહાર
નવકારને જે સમરશે, તેના સરશે સઘળા કાજ,
ભવસાગરને તરવા માટે, આ છે તરણ જહાજ
અસુર હશે તે સુર થાશે, સમજશે સારાસાર,
સઘળા પાપો પરિહરીને, પહોંચશે મુક્તિ દ્વાર

માટે સઘળા નર ને નાર, સેવો એક ચિત્તે નવકાર,
સેવો મંત્ર સદા નવકાર, એ છે ભવજલ તારણહાર

## ❀ શ્રી નવકાર મહામંત્ર માહાત્મ્ય ❀

દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મૂકો, શિવસુખફલ સહકાર,
એ જપતા જાયે, દુર્ગતિ દોષ વિકાર,
સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર,

જનમાંતર જાતા, જો પામે નવકાર,
તો પાતિક ગાળી, પામે સુર અવતાર,
એ નવકાર સરીખો, મંત્ર ન કોઈ સાર,
ઈહભવ ને પરભવે, સુખસંપત્તિ દાતાર,

જુઓ ભીલ-ભીલડી, રાજા-રાણી થાય,
નવકાર મહિમાથી, રાજસિંહ મહારાય,
રાણી રત્નવતી બેહુ, પામ્યા છે સુરભોગ,
એક ભવ પછી લહેશે શિવવધૂનો સંજોગ,

શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તતકાલ,
ફણીધર મિટીને, પ્રગટ થઈ ફૂલમાલ,
શિવકુમારે જોગી, સોવનપુરુષો કીધ,
એમ એણે મંત્રે, કાજ ઘણાના સિદ્ધ

## ❀ શ્રી નવકાર મહામંત્ર મહિમા ❀

પઢો મંત્ર નવકાર, સદા સંકટ ઉવારે,
" " " તાવ તેજરો નિવારે. ૧

પઢો મંત્ર નવકાર, ભાગ્યભંડાર હુવે ભરપૂર,
,, ,, ,, કાયરજન હુવે શૂર ૨

પઢો મંત્ર નવકાર, દુઃખ-આપદા ટાલે,
,, ,, ,, ભૂત-વ્યંતરકું ટાલે. ૩

જપીએ મંત્ર જિનવરતણો, દિનદિન જશ અધિકો ચઢે,
નવકાર મંત્ર પઢયા પીછે, પ્રાણી ઔર મંત્ર કાહેકું પઢે ૪

પિંગલ પઢયો ન પાંગ્મી, ભણ્યો ન તર્ક પ્રબંધ,
નવકારના નવ પદથકી, સદા કરો આનંદ ૫

સાત અક્ષર સદા પઢો, પઢો પંચ ચિત્ત લાય,
સાત સાગરનો આઉખો, પઢત પાપ સબ જાય ૬

કાચા સગપણ કુટુંબકા, મિલ મિલ વિછડ જાય,
સાચો સગપણ ધર્મકો, નો અવિચલ મેલો થાય. ૭

ચ્યારૂ શરણા એ સહી, ઔર ન સરણા કોઇ;
જે નરનારી આદરે, તે અક્ષય-અમર પદ હોઇ ૮

## શ્રી નવકારનો જાપ

શ્રી નવકાર મહામંત્રના વર્ણોનો શુદ્ધશ્રદ્ધા અને પવિત્ર અન્તઃકરણ સાથે વારંવાર ઉચ્ચાર કરવારૂપનો જાપ કરવતની જેમ આત્મા પર લાગેલ અશુભ સંસ્કારોના પડલને કાપીને શુભ વિચાર અને સતપ્રવૃત્તિનું બળ પેદા કરે છે

## શ્રી નવકાર મહામંત્ર સ્તવન

શ્રી નવકાર તણું સમરણ કરો, હૃદયકમલે ધરી ધ્યાન,
આગે અનંત ચોવીશી હુઇ, તિહાં એહી જ પ્રધાન.
આતમ ! સમર ! સમર ! નવકાર !!!

શ્રી જિનશાસનમાં સાર, પંચ પરમેષ્ઠી ઉદાર,
ત્રણ કાલ નિરધાર, સમર તું સુખકાર આતમ૦

ગર્ભવાસી જીવ ઈમ ચિંતવતો, ધર્મ કરશું સાર,
જબ જન્મ્યો તવ વિસરી વેદન, એળે ગયો અવતાર આતમ૦

જીહાં લગે આપ તિહાં સહુ, સાથી નિર્ધનને સહુ મૂકે,
કૂડ કુટુંબ તણે કાજે તું, ના આતમહિત ચૂકે આતમ૦

યમરાજા કેણે નવિ જીત્યો, સુકૃત કર્યું તે પોતે,
અવસર ફેર ફેર નહીં આવે, જાય જનમ ઈમ જોતે આતમ૦

સાર એહ છે અસાર સંસારે, શ્રી જિનસેવા કરીએ
વિષય કષાય કરીને અલગા, જ્ઞાનવિમલ ગુણ ધરીયે આતમ૦

## શ્રી નવકાર-મહામંત્ર પ્રાચીન છંદ

કામિત સંપયકરણ, તમભયહરણ, મદનકરકિરણ,
પણમવિ સદ્ગુરુચરણ, વરણસિ નવકાર, ગુણવરચરણ

(૭૬ જાતિ ત્રિભંગી)

વરણસિ નવકાર, સહુ તત સાર, એહી જ આતમ આધાર,
અનાદિ અપાર, ઈણ સંસાર, જિનશાસનમેં જયકાર
એ પંચમ આર, ઈણ અવતાર, શ્રાવક કુલ લહી શ્રીકાર,
સહુ મંત્રે સાર, સબ સુખકાર, નિજ ચિત્ત ધાર નવકાર
સહુ મેં સરદાર, અગમ-અપાર, અક્ષર મેં જિમ ઉંકાર,
ધ્યાને ચિત્ત ધાર, વિષમિ વાર, અરડડિયાને આધાર

રાત્રે એક તાર, અતિ હિતકાર, પરભવ પણ એ ઉદ્ધાર,
સહુ મંત્રે સાર, સમ સુખકાર નિજ ચિત્ત ધાર નવકાર

નિજ ચિત્ત ધરે નવકાર, તેણે દુઃખ દૂર જાવે,
નિજ ચિત્ત ધરે નવકાર, પ્રણવ સુખ-સંપત્તિ પાવે

નિજ ચિત્ત ધરે નવકાર તેણે શત્રુ-ભય ગિરો ન શંકા,
નિજ ચિત્ત ધરે નવકાર, બાલ પણ હોવે ન બાંકો

તિમ રોગ-શોક-ચિંતા ટલે, સંકટ જાય દૂરે સહી,
હવે નકલ સુખ વિજય હર્ષ કવિ ધર્મસિદ્ધ ઉવજ્ઝાય કહી

## ❀ શ્રી નવકાર મહામંત્ર છંદ ❀

પંચ પરમેષ્ઠી નવકાર જપ જીવડા!
જાપ સમ અવર નહિ પુણ્ય કોઈ,
ધ્યાન નવકાર મન નિશ્ચલ રાખતા
મુક્તિનો માર્ગ સુલભ હોઈ

જાપ જે કોઈ કરે પાતક તે દહે
સાગર સાત દુખ ખોઈ જાય,
આખું જે પદ ગણે પચાસ સાગર હણે,
દુખ ને પાપ સહુ દૂર થાય,
દિવસ થોડામાંહિ મુક્તિ થાય

પાપને સાગર ધાય દુખ સહી ગયું,
શ્રી નવકાર સુખ પૂર્ણ ભાખ્યો,
અડસઠ અક્ષર પદ નવ ઉચ્ચરે,
મુક્તિ તરુફલ રસ તેણે ચાખ્યો
જીવ ચિહુ ગતિ તેણે ભમત રાખ્યો










## શ્રી નવકારમહામંત્રના વિશિષ્ટ સ્મરણ સાથે
## 卐 શ્રી અરિહંત પ્રભુપૂજા 卐

શ્રી નવકાર મહામંત્ર લઘુતપના આરાધકોએ યથાર્થ રીતે આત્મશક્તિઓને ખીલવવા માટે પ્રબલ નિમિત્તરૂપે જરૂરી શ્રીદેવ-ગુરુની કૃપા અને તેમનુ વિશુદ્ધ આલંબન યોગ્યરૂપે મેળવવુ જરૂરી છે

તેથી શ્રી નવકાર મહામંત્ર લઘુતપની આરાધના દરમ્યાન નીચે બતાવ્યા પ્રમાણે રોજ શ્રી નવકાર મહામંત્રના પદોના વિશિષ્ટ સ્મરણ સાથે વીતરાગ પ્રભુની નવાંગપૂજા કરવી આવશ્યક છે, જેથી અત્યંત ઉચ્ચકોટિના શાન્તરસના પરમાણુઓથી બનેલ શ્રી વીતરાગ પરમાત્માના અલૌકિક અદ્ભુત દેહના સ્પર્શની ભાવના સાથે અન્તરંગ આત્મામાં શ્રી નવકાર મહામંત્રના પદોના અવલંબને અધ્યવસાયોની અત્યંત વિશુદ્ધિ મેળવવાનો ઉદાત્ત આશય સફળ થઇ શકે

## શ્રી વીતરાગપ્રભુની નવાંગપૂજામાં
## શ્રી નવકાર મહામંત્રના પદોની વ્યવસ્થા

| | | | |
|---|---|---|---|
| ૧ | જમણા પગના અંગૂઠે | — | णमो अरिहंताणं |
| ૨ | ડાબા " " | — | णमो सिद्धाणं |
| ૩ | જમણા ઢીંચણે | — | णमो आयरियाणं |
| ૪ | ડાબા " | — | णमो उवज्झायाणं |
| ૫ | જમણા કાંડે ( હાથે ) | — | णमो लोए सव्वसाहूणं |
| ૬ | ડાબા " " | — | एसो पंचणमुक्कारो |
| ૭ | જમણા ખભે | — | सव्वपावप्पणासणो |
| ૮ | ડાબા " | — | मंगलाणं च सव्वेसिं |
| ૯ | શિખા ઉપર | — | पढमं हवइ मंगलं |
| ૧૦ | લલાટ " | — | णमो अरिहंताणं |
| ૧૧ | કંઠ " | — | णमो सिद्धाणं |
| ૧૨ | વક્ષસ્થલ (છાતી) ઉપર | — | णमो आयरियाणं |
| ૧૩ | નાભિ ઉપર | — | णमो उवज्झायाणं |
| ૧૪ | *અંજલિમાં | — | णमो लोए सव्वसाहूणं |

*શાસ્ત્રસમ્મત સામાચારી અને પૂર્વપુરુષાચરિત ગીતાર્થસમ્મત પરંપરા પ્રમાણે નવાંગપૂજામાં અંજલિમાં તિલક કરવું વિહિત નથી છતાં અહીં શ્રી નવકારમહામંત્રના પદોમાં ડમરૂકમણિન્યાયે વિશિષ્ટ શક્તિવાળું આ (પાંચમું) પદ અપૂર્વ રીતે ભવ્યાત્માને સાધનામાં ઉપયોગી થાય તે વિવક્ષાએ અહીં ફક્ત ભાવથી તિલક કરવારૂપે (કેશરથી કરવાનું નહિ) આ (પાંચમા) પદની સ્થાપના અંજલિમાં જણાવી.

| | | | |
|---|---|---|---|
| ૧૫ | જમણા પગના અંગૂઠે | — | एमो पचणमुक्कारो |
| ૧૬ | ડાબા „ „ | — | मव्वपावप्पणासणो |
| ૧૭ | જમણા ઢીંચણે | — | मगलाण च मव्वेसिं |
| ૧૮ | ડાબા „ | — | पढम हवइ मगल |
| ૧૯ | જમણા કાંડે (હાથે) | — | णमो अरिहताण |
| ૨૦ | ડાબા „ „ | — | णमो सिद्धाण |
| ૨૧ | જમણા ખભે | — | णमो आयरियाण |
| ૨૨ | ડાબા „ | — | णमो उवज्झायाण |
| ૨૩ | શિખા ઉપર | — | णमो लोए मव्वसाहूण |
| ૨૪ | લલાટ „ | — | एमो पचणमुक्कारो |
| ૨૫ | કંઠ „ | — | मव्वपावप्पणासणो |
| ૨૬ | વક્ષઃસ્થલ (છાતી) ઉપર | — | मगलाण च मव्वेसिं |
| ૨૭ | નાભિ „ | — | पढम हवइ मगल |

ઉપર પ્રમાણે શ્રી નવકારમહામંત્રના પદોને ભાવપૂર્વક સ્મરવા સાથે શ્રી વીતરાગ પ્રભુના તે તે અંગો ઉપર તિલક કરવા રૂપની પ્રભુપૂજા કરવાથી વિશિષ્ટરૂપે આત્મશક્તિનો વિકાસ થાય છે



## મંત્રશિરોમણિ નવકાર

શ્રી નવકારના જાપથી અન્તરંગ આત્મશક્તિઓના વિકાસ સાથે જગતના ભૌતિક પદાર્થો યથાયોગ્યરૂપે મળે છે. તેથી શ્રી નવકાર સર્વ મંત્રશિરોમણિ છે





## પરિશિષ્ટ—૩



# શ્રી નવકારમહામંત્રના જાપની શાસ્ત્રીય મર્યાદા

દરેક આરાધના જ્ઞાની ભગવંતોની નિશ્રા અગર તેમણે જણાવેલ મર્યાદા પ્રમાણે કરવાથી જલ્દી અને વિશેષરૂપમા યથાર્થ ફલ આપનારી નિવડે છે

કેમકે દ્રવ્યક્રિયામા ભાવક્રિયાનુ પડી રહેલુ બીજ વિધિપૂર્વક આસેવનના બળે વિકસિત થઈ યોગ્ય ફલ જન્માવી શકે છે

તેથી શ્રી નવકારમહામંત્રનો જાપ આરાધક આત્માઓએ જેમતેમ નવકારવાળીના મણકા ફેરવી લેવારૂપે ન કરતા નીચે પ્રમાણેની શાસ્ત્રીય વિધિ પ્રમાણે કરવા ઉપયોગ રાખવો

સામાન્યત મંત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક મંત્રોનુ વિશિષ્ટ શક્તિના અનુભવ માટે આસન, દિશા, કાલ, માલા, મુદ્રા આદિનુ બંધારણ જરૂરી હોય છે, તેથી શ્રી નવકારમહામંત્રના જાપ માટે તેની શક્તિઓના પ્રવાહને ઝીલવારૂપે નિયત બંધારણ આવશ્યક જણાય છે, કેમકે સર્વ મંત્ર-તંત્ર અને યંત્રોની અદ્ભુત શક્તિઓ-

ના મૂલકેન્દ્રરૂપે શ્રી મહાનિશીથસૂત્ર, શ્રી પ્રવચનસારોદ્ધાર આદિ ગ્રંથોમાં શ્રી નવકારમહામંત્રને વર્ણવ્યો છે, અને મંત્રાક્ષર-માતૃકા, વર્ધમાનબીજપ્રમાણ આદિ મંત્રશાસ્ત્રોના મૌલિક ગ્રંથોના રહસ્યને વિચારતા ખરેખર! અનાદિસિદ્ધ શ્રી નવકારમહામંત્રમાં આવી બધી અલૌકિક શક્તિઓ હોય એ ન્યાયસંગત જણાય છે, તેવી મહાન તરીકે શ્રી નવકારનો જાપ અન્ય સામાન્ય મંત્રોની આસન, દિશા, કાલ આદિની વ્યવસ્થા કરતાં પણ વિશેષ વ્યવસ્થિત મર્યાદાના પાલન સાથે કરવો જરૂરી લાગે છે

## શ્રી નવકાર મહામંત્રના જાપની મર્યાદા

જાપ માટે નીચેની પાંચ બાબતો ધ્યાનમાં રાખવી

| | |
|---|---|
| • નિશ્ચિત સમય | ખાસ આગાઢ કારણ વિના આ પાંચે બાબતોમાં વારંવાર ફેરફાર ન કરવો. |
| • ,, આસન | |
| • ,, દિશા | |
| • ,, માલા | |
| • ,, સંખ્યા | |

## નિશ્ચિત સમય

• શ્રી નવકારમહામંત્રનો સવારે-બપોરે અને સાંજે એમ ત્રિકાલ જાપનો મહિમા શાસ્ત્રોમાં ઘણો જણાવ્યો છે

• સામાન્યથી શ્રી નવકારમહામંત્રના જાપ માટે બ્રાહ્મ મુહૂર્ત (પાછલી ચાર ઘડી રાત્રિ) શ્રેષ્ઠ છે, સૂર્યોદયથી ૧૦ વાગ્યા સુધીનો સમય પણ જાપ માટે ઉત્તમ બતાવ્યો છે

• દિવસના દસ વાગ્યાથી સૂર્યાસ્ત પછી ૫ા-ઘડી (૧ કલાક) સુધીનો સમય જાપ માટે સામાન્યતઃ નિષિદ્ધ છે

• શ્રી નવકારમંત્રનું સ્મરણ ગમે ત્યારે અને વારંવાર કરવાનું વિધાન શાસ્ત્રોમાં છે, તે ગમ્ભારીની જાગૃતિની અપેક્ષાએ જાણવું

પણ જાપની પ્રાથમિક ભૂમિકાએ થોડીક આત્મશક્તિ જાગૃત કરવા માટે તો ઉપર જણાવેલ સમયની મર્યાદા જાળવવી જરૂરી છે

• પ્રાથમિક ભૂમિકાએ જાપ કરનારે અમુક સમય (પાછલી ચાર ઘડી રાતથી માંડી દિવસના દસ વાગ્યા સુધીમાં) નિશ્ચિત કરી રાખવો જોઇએ, તે સમયે ગમે તેવા કામને પણ પડતું મૂકી જાપ કરવો જોઇએ

• જાપની પ્રાથમિક શક્તિઓના અનુભવ માટે સમયની ચોકસાઈ જાળવવી જરૂરી છે

## નિશ્ચિત આસન

• શ્રી નવકારમહામંત્રના જાપ માટે શ્વેત શુદ્ધ ઉનનું આસન રાખવું તેમજ એક જ જગ્યા નિશ્ચિત રાખવી, એક જ સ્થાન ઉપર શ્રી નવકારમહામંત્રના જાપથી વાતાવરણ વિશિષ્ટ કોટિનું નર્જાય છે

• જ્યાં–ત્યાં શ્રી નવકારનો જાપ કરવાથી મરજી–અને અનુકૂળતા પ્રમાણે સ્થાનની હેરફેર કરતા નહીં કરાતા જાપથી આંદોલનો બરાબર ઉપજે નહિ અને શક્તિ જ્યાં–ત્યાં વિખરી જાય, એથી ખાસ અત્યંત જરૂરી કારણ વિના જાપનું સ્થલ ફેરવવું નહિ

• આગાઢ કારણે સ્થાનાંતર કરવું પડે તો પણ શ્વેત-શુદ્ધ ઉનનું આસન એક જ રાખવું, ગમે ત્યાં પણ એક આસન પર વ્યવસ્થિત જાપ ચાલુ રહેવો જોઇએ

## નિશ્ચિત દિશા

• મંત્રની જુદી જુદી શક્તિઓ દિશાના ફેરફેરથી ઉપજતી હોવાનું મંત્રશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે

તેથી શ્રી નવકારમહામંત્ર માટે પૂર્વ અને ઉત્તર દિશા જાપમાં વિહિત જાણવી તેમાં પણ સવારના દસ વાગ્યા સુધી પૂર્વ દિશા અને સૂર્યાસ્તથી રાા-ઘડી=૧ કલાક પછી ઉત્તર દિશા ગ્રાહ્ય છે

• રોજ જાપ નિશ્ચિત કરેલી દિશામાં મુખ રાખીને જ કરવો

• વિના કારણે દિશાનો ફેરફાર ન કરવો

### ગુણગિરૂઓ નવકાર

અડ સપય નવ પય સહિત,
ઇગસઠ્ઠ લઘુ અક્ખર ।
ગુરુ અક્ખર સત્તેવ ઇહિ,
જાણો પરમક્ખર ॥
તિત્થયર ગણહર ભણિય,
ચૌદહ પૂરવ સાર ।
ઇણિ ગુણ અંત ન કો લહે,
ગુણ ગિરૂઓ નવકાર ॥

—લઘુ નમસ્કાર ૭૬

## ≡≡ નિશ્ચિત માલા ≡≡

શ્રી નવકારમહામંત્ર ગણવા માટે પ્રાથમિક જાપ ઓછામા ઓછો ૧૦૫૦૦ (માલાથી) કરવો જોઇએ

• માલા શુદ્ધ-શ્વેત-સૂતરની લેવી પણ જે સૂતરની માલા ગુથવાની મહેનત ઓછી પડે તે માટે અંદર જૂનુ કપડુ ભરી ઉપર થોડુંક ગૂથીને બનાવેલ મણકાવાલી હોય તે અશુદ્ધ અને જાપ માટે અગ્રાહ્ય જાણવી

પણ જે માલાના મણકા અંદરથી તે ઉપર સુધી ગૂથીને જ બનાવેલ હોય તેવા મણકાની માલા જાપ માટે ગ્રાહ્ય જાણવી

• સ્ફટિકની માલા શ્રેષ્ઠ જાણવી, પણ નકલી સ્ફટિક કરતા સૂતરની માલા શ્રેષ્ઠ જાણવી

• ચાંદીની માલા ઉત્તમ ગણાય છે, પણ તેમા લાકડા પર ચાંદી મઢીને બનાવેલ મણકાવાળી ન લેવી, પણ નક્કર ચાંદીના બનાવેલ મણકાવાળી માલા જાપ માટે લેવી

• ટૂંકમા શ્રી નવકારમહામંત્રના જાપ માટે શુદ્ધ સૂતરની, અસલી સ્ફટિકની અને નક્કર ચાંદીની માલા શાસ્ત્રીય મર્યાદાથી વિહિત જાણવી

• માલા પણ અઢાર અભિષેક કરેલી, માલાના ( આચાર-દિનકરના ) પ્રતિષ્ઠામંત્રથી પ્રતિષ્ઠિત અને સૂરિમંત્ર કે વર્ધમાન વિદ્યાથી અભિમંત્રિત જોઈએ

• ગમે તેવી માલા બજારમાથી લાવી ગણવા માટે ઉપયોગમા લેવી ઠીક નથી

• શ્રી નવકારમહામંત્રનો જાપ જે માલાથી કરવામાં આવે તે માલા પર અન્ય કોઈ પણ દેવ-દેવીના મંત્ર વગેરેનો જાપ ન કરવો

• શ્રી નવકારમહામંત્રનો જાપ રોજ એક જ માલાથી કરવો, બનતા સુધી માલાની હેરફેર ન કરવી

• કોઈની બીજાની ગણેલી માલાથી શ્રી નવકારમહામંત્ર ગણવો નહીં, અને આપણી માલા બીજાને ગણવા દેવી પણ નહિ

આ મુજબ પ્રત્યેક આરાધકની આત્મશક્તિ શ્રી નવકાર-મહામંત્રના વર્ણોના જાપદ્વારા તે તે નવકારવાલીના તે તે મણકા વગેરેમાં કેન્દ્રિત થાય છે, પરિણામે અમુક સમય ગયા પછી આત્મશક્તિના કેન્દ્રણવાલા તે મણકાઓવાળી માલાથી જાપ કરવાથી આત્મશક્તિઓનો ઝડપી વિકાસ થાય છે

પરંતુ નવકારવાલીથી જાપ કરવામાં કયી આંગળીથી મણકા ફેરવવા? એ પણ બહુ જ અગત્યની વાત છે

આજે નવકારવાલી ગણવા માટે આંગળીની વ્યવસ્થા નિયત જોવામાં નથી આવતી, કેમકે તર્જની-અંગૂઠાના સહયોગથી, તર્જનીથી કે અનામિકા(પૂજાની આંગળી)થી નવકારવાલી ગણવાની વિવિધતા આજે જોવાય છે

## પરમમંત્ર શ્રી નવકાર

ગાઢ કર્મોની રાશિને વિખેરી નાખનાર, નિર્વિઘ્નપણે મોક્ષના દ્વાર સુધી પહોંચાડનાર, સદ્ગતિઓમાં યથોત્તમ સામગ્રી આપનાર અને અજ્ઞાનાદિ અન્ધકૂપમાં પડતા બચાવનાર એક જ માત્ર શ્રી નવકારમહામંત્ર છે

પણ અનેક પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો, મન્ત્રશાસ્ત્રની મર્યાદા અને ગુરુગમ આદિદ્વારા નીચે મુજબ જાણવા મળે છે *

“ મોક્ષના અર્થીએ અંગૂઠાથી મણકા ફેરવવા એટલે ચારે આંગળીઓ ભેગી રાખી તર્જનીના વચલા વેઢા પર માળા રાખી અંગૂઠાના અગ્રભાગથી ( નખ ન અડે તે રીતે ) મણકા ફેરવવા ”

● શ્રી નવકારમહામંત્રનો જાપ ચાર આંગળી અધખુલી સીધી આકાશે રાખી વચલા વેઢા પર માળા રાખી અંગૂઠાથી મણકા ફેરવવારૂપે કરવો

આ પદ્ધતિથી શ્રી નવકારમહામંત્રનો જાપ કરવાથી આત્મ-શક્તિઓ શીઘ્ર વિકાસ પામે છે

---

*અંગૂઠાથી શ્રી નવકારનો જાપ કરવો જોઈએ આવું પ્રતિપાદન કરનારા પ્રાચીન અનેક પ્રમાણો સ્થલસંકોચના કારણે અહીં નથી આપ્યા. પરંતુ ઉદયપુર(મેવાડ)માં ચૌમુખજીના મંદિરમાં ડાબે ખૂણે પૂર્વાભિમુખ ગોખલામાં સુંદર શિલ્પસમૃદ્ધ ૧૭ ઇંચની એક ગુરુમૂર્તિ છે, જેના હાથમાં માળા ચાર આંગળી પર રાખી અંગૂઠાથી મણકા ફેરવવા રૂપે દર્શાવેલ છે જેની નીચે શિલાલેખ વિ સં ૧૭૮૧ વર્ષે વૈશાખ સુદ ૨ શની શ્રીમત્કેરગચ્છ વંચાય છે, બાકીનો શિલાલેખ કદાચ મૂર્તિના પાછળના ભાગે હોય એમ લાગે છે

## શ્રી નવકારમહામંત્રની લોકોત્તરતા

શ્રી નવકારમહામંત્રનું સ્મરણ અજ્ઞાનાદિથી ઉપાર્જેલા અશુભ સંસ્કારોને સહેલાઈથી ફેરવીને આત્મશક્તિઓના વિકાસના મૌલિક કાર્યમાં ઉપયોગી બનાવી મૂકે છે

માટે જ શ્રી નવકારમહામંત્ર લોકોત્તર છે

## —: નિશ્ચિત સંખ્યા :—

• જાપ કરનારે પોતાની વૃત્તિઓને જગતમાથી ફેરવીને આત્માભિમુખ કરવા માટે રોજ નિશ્ચિત કરેલ સખ્યાને વળગી રહેવુ જરૂરી છે

• જેટલી સખ્યાથી જાપ શરૂ કર્યો તે ધોરણને રોજ નિયતરૂપે ટકાવી રાખવુ ઘટે

• મરજી પ્રમાણે કે બેદરકારીથી અવ્યવસ્થિતપણે સખ્યાના ધોરણ વિના કરાતો જાપ શક્તિઓના કેદ્રને સર્જી શકતો નથી

• આતરિક શક્તિઓના વિકાસની દિશા સખ્યાના ધોરણને જાળવીને કરાતા જાપથી સફલ રીતે મેળવાય છે

ઉપરના વિવેચનથી કદાચ કોઇને એમ લાગે કે "નવકાર ગણવામા વળી આ બધી માથાકૂટ શી ? નવકાર તો ગમે ત્યારે ગમે તેમ પણ ગણી શકાય" વગેરે.

પરતુ ખરી વાત એ છે કે—જ્ઞાનીઓએ ધર્મના અન્ય સાધનો કરતા શ્રી નવકારમહામત્રને આશયશુદ્ધિ માટે વધુ ઉપયોગી જાણી તેના સસ્કાર અસ્થિમજ્જાગત દૃઢ કરવા માટે વારવાર અને ગમે તેવી સ્થિતિમા તેને ગણવાની ભલામણ કરી છે, પણ ઉત્તમ-સુદર ચીજ પણ વ્યવસ્થિત રૂપે ઉપયોગમા લેવાય તો જ તેના વાસ્તવિક ફલને યોગ્ય રીતે મેળવી શકાય

એટલે અતિપરિચયાદવજ્ઞા ની જેમ શ્રી નવકારમહામંત્ર માટે બનવા પામ્યુ હોઇ આરાધકો તેના વ્યવસ્થિત ઉપયોગની દિશા કઈક અંશે ભૂલી જવાના કારણે અત્યધિક પ્રમાણમા શ્રી નવકારનો જાપ કરવા છતા આજે કેટલીકવાર તેની સામાન્ય શક્તિઓ પણ નથી દેખાતી, પરિણામે મહામંત્ર અને સકલ દિવ્યશક્તિના નિધાનરૂપે ઓળખાવાએલા પણ શ્રી નવકારમહામંત્ર પ્રતિ આરાધકોની જગતના અન્ય તુચ્છ મંત્રો પ્રતિ રખાતી વિવેકબુદ્ધિ-આદરવૃત્તિ જેવી પણ મનોવૃત્તિ નથી રહેતી

માટે એકડે એક ઘૂટવાની જેમ શ્રી નવકારમહામંત્રને જાપની પ્રાથમિક ભૂમિકાથી આરાધવાની અત્યંત ઉપયોગિતા હોઈ ઉપરની વાતે બાળતો દરેક આરાધકે આત્મશક્તિના વિકાસની માડણી કરવા માટે આદરપૂર્વક અપનાવવી ઘટે

## શ્રી નવકારમહામંત્રની મંગલમયતા

શ્રી નવકારના પ્રભાવથી આત્મામા પરમ ઉચ્ચકોટિનો વીતરાગભાવ ધીમે પણ નક્કર રીતે વિકસે છે, તેથી આત્મ શક્તિઓ સ્વતંત્રપણે કાર્ય કરતી થઈને જગતના ઉત્તમ-મહામૂલા પદાર્થો તરફ લોહચુબકની જેમ સ્વતં આકર્ષણ જન્માવે છે

તેથી જ સર્વ મંગલોમા શ્રેષ્ઠ મંગલ શ્રી નવકાર-મહામંત્ર છે

વળી આધુનિક વિજ્ઞાનના કેટલાક પ્રયોગોથી એ વાત સાબિત થઈ છે કે-નિયત જગ્યાએ, નિયત સમયે અને નિયત સંખ્યામાં ધારાબદ્ધ રીતે જાપ કરવાથી અમુક પ્રકારનું ચોક્કસ વાતાવરણ બંધાય છે જેમાં પ્રવેશનાર ભયંકર આચાર-વિચારવાળો પણ ચમત્કારિક રીતે તે વાતાવરણના પવિત્ર સંસ્કારોથી ઘડીભરને માટે બદલાઈ જાય છે

કેટલાક વર્ષો પહેલાં અનુભવી વિદ્વાન્ એક વ્યક્તિ પાસેથી જાણવા મળેલ કે-

‘ નક્કી કરેલ જગ્યાએ, નક્કી કરેલા સમયે માત્ર પાંચ જ મિનિટ પોતાના ગમે તે ( અરિહંત, રામ, કૃષ્ણ, ઇશુ કે અલ્લાહ વગેરે ) ઈષ્ટદેવના નામનો જાપ લાગલાગટ ( એક પણ દિવસની ખામી પડવા દીધા સિવાય ) બાર વર્ષ સુધી જો કરવામાં આવે તો રોજના ફક્ત પાંચ જ મિનિટના જાપમાં નિયત આસન અને નિયત સમયનું બલ મળવાથી ત્યાંના વાતાવરણમાં જાપના અક્ષરોના આંદોલનનું એવું વિદ્યુત્ બળ પેદા થઈ સ્થાયીરૂપે બંધાઈ રહે છે કે ભયંકર બદમાશી, લૂંટફાટ અને ચારસોવીસને છાજે તેવા કુકર્મને કરનારાને ગમે તેવી લાલચ આપીને તે આસન પર બેસાડવામાં આવે તો સમય, સંખ્યા અને આસનની નિયતતા જળવાયાથી બંધાયેલા વાતાવરણથી તે ગુંડાના માનસ પર એવો પ્રભાવ પાડશે કે તે ગમે તે કોમ કે ધર્મનો હશે છતાં આપોઆપ વગર પ્રેરણાએ આપણે જેનો જાપ બાર વર્ષ સુધી કર્યો હશે તે જ જાપ તે ગુંડાના મુખમાં થી નિકળવા માંડશે ! ”

આ છે આધુનિક વૈજ્ઞાનિક સત્ય !

આ છે સ્થાન, સમય અને સંખ્યાની ચોકસાઈ જાળવવાનો મહિમા !!

આ છે શબ્દશક્તિના વિદ્યુત તરંગોનો અનુભવ !!!

માટે મોક્ષે ગયેલ અનંતાનંત પુણ્યાત્માઓના વિશુદ્ધ આત્મબળના વાહકરૂપે દિવ્ય શક્તિનિધાન અને અનાદિસિદ્ધ શ્રી નવકારમહામંત્રના અડસઠ વર્ણોને સમય, સ્થાન, સંખ્યા, માત્રા અને દિશાની નિયમિતતા, વ્યવસ્થા, અને મર્યાદાને જાળવી અપૂર્વ આત્મશક્તિઓના સ્રોતને વહેતો કરવાનું કામ હસ્તામલકની જેમ ગુરુગમથી સહેલું કરવાની આરાધકોની પવિત્ર ફરજ છે



### શ્રી નવકારમહામંત્ર એટલે ?

શ્રી પંચપરમેષ્ઠીનમસ્કાર એ સર્વધર્મ ક્રિયાઓનો પ્રાણ છે, નિષ્કર્ષ છે, સારતત્ત્વ છે, જેમકે ગોરસનો સાર માખણ અને કવિતાનો પ્રાણ ધ્વનિ (વ્યંગ્યાર્થ) છે

—શ્રી અભયતિલકોપાધ્યાયકૃત
શ્રી અભયકુમાર ચરિત્ર મહાકાવ્યમાંથી

# શુદ્ધિ-વૃદ્ધિપત્રક

પૃ ૨ બીજા પેરામા લોભ-લાલચ કે રાગ-દ્વેષથી પણ વિવિધ પ્રવૃત્તિઓ કરવા-કરાવવાની જે વાત જણાવી છે, તે આમા ન્યાત ધર્મ-પ્રવૃત્તિના સસ્કારો પેદા કરવાના આશયથી છે સાર્વત્રિક સિદ્ધાતરૂપે નથી, કેમકે ઉપદેશપદ આદિ ગ્રથોમા સકૃદ્બધક આદિ જીવોને અપ્રધાન દ્રવ્ય આજ્ઞાના અધિકારી બતાવીને તેવાઓને તે દ્રવ્યક્રિયા સાક્ષાત ભાવનુ કારણ ન પણ બને તેમ જણાવ્યુ છે

માટે યોગ્ય-અધિકારી જીવોને જિનશાસનની દ્રવ્ય ક્રિયા ગમે તે રીતે પણ સસ્કારો પેદા કરવામા સમર્થ છે એ વિવક્ષા અહીં પ્રધાન સમજવી

પૃ ૨ પાચમો પેરા-નીચે મુજબ સુધારીને વાચવો

"આ ઉપરની ધર્મની આદર્શ ભૂમિકાએ આવવા માટે જેટલી આવશ્યકતા શાસ્ત્રજ્ઞાનની કે બુદ્ધિના વિકાસની છે તેના કરતા અધિક આત્મતત્ત્વની નિર્મળતાની વિશિષ્ટ કક્ષાએ પહોચેલા જગતના પાચ મહાન્ તત્ત્વો-પમેષ્ઠીઓ પ્રતિ ગુણાનુરાગપૂર્વક વિનયભાવ અને આદરભાવની છે, તે જેટલુ જાગે છે તેટલુ મોહનીયકર્મ ધીમે ધીમે હળવુ થાય છે અને આત્મા "

પૃ ૭ પહેલો પેરા-નીચે મુજબ સુધારીને વાચવો

"× × × શાસ્ત્રકાર ભગવતોએ શાસ્ત્રોમા અનેક માર્ગ બતાવ્યા છે તેમાના નીચેના ત્રણ છે"

| પૃ | પ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧ | અને સકલિત | વડે સકલિત |
| ૧૦ | ૧૪ | ઓદ્ય૦ | ઓઘ૦ |
| ૧૦ | ૧૫ | ઉત્રાધ્યયન૦ | ઉત્તરાધ્યયન૦ |

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૦ | પેથડચરિત્ર | પેથડચરિત્ર |
| ૧૧ | ૧૬ | આગધકોને | આરાધનાને |
| ૧૧ | ૨૬ | શાસ્ત્રીય | શાસ્ત્રીય |
| ૧૧ | ૨૭ | જેને કે આગધક | જેને આરાધક |
| ૧૧ | ૨૮ | અવસર | અવસરે |
| ૧૧ | ૨૯ | ભાવવાદી | ભાવવાદી |
| ૧૨ | ૨૯ | ઉપયોગી | ઉપકારી |
| ૧૮ | ૧ | બીડી, સીગારેટ | ચ્હા, બીડી, સીગારેટ |
| ૧૮ | ૨૦ | કલાકથી વધારે | કલાક જેટલો |
| ૧૮ | ૨૦ | જાપ ન કરવા દેવો | જાપ માટે આપવો |
| ૨૦ | ૨૪ | પછી નીચેનો ઉમેરો જાણવો | |

શ્રીનવકારમહામંત્ર લઘુતપના આરાધકોએ દરેક તપોમાં કરાતી સામાન્ય વિધિની જેમ બે વખત પ્રતિક્રમણપડિલેહણ અને ત્રિકાલ દેવવંદન કરવા ચૂકવું નહિ

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૧૪ | શુક્લ | શુકન |
| ૩૫ | ૧૬ | कारण० | कारण० |
| ૩૫ | ૧૮ | दुप्पमा० | दुप्पमा० |
| ૩૮ | ૧૮ | તેવા જાપના | તેવા વિધિપૂર્વક જાપના |
| ૪૫ | ૮ | ભણિયે | ભણિય |
| ૪૫ | ૨૨ | તારજા | તાદૃશ |
| ૫૩ | ૨૦ | યથાયોગ્યરૂપે | યથાયોગ્ય આનુષંગિકરૂપે |
| ૬૩ | ૨૫ | વૈજ્ઞાનિક સત્ય | વૈજ્ઞાનિક અનુભવ |

પ્રકાશકીય નિવેદનમાં પ ૮ મા શ્રીસિદ્ધમહારાધન૦ છે તેના બદલે શ્રી સિદ્ધચક્રારાધન૦ સુધારીને વાચવુ

卐

## શ્રી નવકાર મંત્ર

## મંત્રાધિરાજ કેમ ?



શ્રી નમસ્કારમહામંત્રની અનાદિસિદ્ધ સનાતન પ્રાકૃતિક એવી વિશિષ્ટ રચના છે કે-જેથી વ્યવસ્થિત જાપના બળે સાધકનુ ચિત્ત જાપમાથી ધ્યાનમા, ધ્યાનમાથી લયમા, લયમાથી સમાધિમા અને સમાધિમાથી પ્રજ્ઞા (ઉત્કૃષ્ટ ક્ષયોપશમ-પ્રાતિભજ્ઞાન)મા ઝડપી ગતિએ પહોચી જાય છે

આની સહજસિદ્ધ રચનામા અદ્વિતીય વિશિષ્ટ બલ છે કે જે દ્વારા ધ્યાનપ્રવાહનુ ઊર્ધ્વીકરણ અનાયાસે થઈ જાય છે

આ મહામંત્રના વર્ણોની સંયોજના જ કોઈ અદ્ભુત ધ્વનિ-વિજ્ઞાનના નિગૂઢ સિદ્ધાંતમય જણાય છે કે-અલ્પ પ્રયત્ને સાધકની વૃત્તિઓમા ઊર્ધ્વમુખપણુ આવી જાય છે

જેટલી વિશિષ્ટ પરિણામશુદ્ધિ સાધી જાપદ્વારા મેળવી હોય તેટલી મંત્રસિદ્ધિ શીઘ્ર થતી હોય છે

અન્ય મંત્રોના જાપથી થતી પરિણામશુદ્ધિની અપેક્ષાએ શ્રી નવકારનો જાપ પરિણામવિશુદ્ધિ અલ્પ પ્રયત્ને મેળવી આપે છે

આ કારણે જ શ્રી નવકાર મંત્ર મંત્રાધિરાજ ગણાય છે

—વી કે શાહ-મુંબઈ